૬૫૭૦

# જરથોસ્તી દીનને મદદ કરનારી સખાવત,

એ બાબદ ઉપર

## દારાબ દસ્તુર પેશોતનજી સંજાણાએ

મુંબઈના મરહુમ શેઠ હોરમજજી બેહમનજી વાડીઆજીનાં
આતશબેહેરામ સાહેબની ૬૭ માં વરસની
સાલગરેહને દહાડે જશનની મીજલસમાં
કીધેલી વાજ.

---

સર જમશેદજી જીજીભાઇ ટ્રાંસ્લેશન ફંડના આસરા
હેઠલ છપાવી પ્રગટ કીધી છે.

---

મુંબઇ:
ધી "સરસ્વતિ" પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૨૬૭ યઝદેજરદી, ૧૮૯૭ ઇસવી.

૬૫૮૦

# જરથોશ્તી દીનને મદદ કરનારી સખાવત.

( ઉશ્તવત ગાથા, હા ૪૯ મો, ફકરો ૧૯ મો. )

યે મોઇ અષાત્ હઇથીમ હચા વરેષઇતી
ઝરથુશ્ત્રાઇ હયત્ વસ્ના ફ્રષોતેમેમ
અહુમાઇ મીઝદેમ હનેન્તે પરાહુમ
મને વિસ્તાઇશ મત વીસ્પાઇશ ગવા અઝી
તાચીત મોઇ સાંસ ત્વેમ મઝદા વેદિશ્તો.

**ભાવાર્થ.**

" હું જે ઝરથુશ્ત્ર તેને માટે જે કોઇ ખરી અંતઃકરણની ઇચ્છાથી દીનના નેક કાયદા પ્રમાણે જાહેરમાં ભલાં સખાવતના કામો કરશે, તેને પવિત્ર દીનના નેક આશીર્વાદ અને શાંતી મલશે; તથા આ ગેતીના સુખ કરતાં વધારે ચઢતાં સુખવાલા બદલાને સારૂ તે લાયકનો ગણાશે. આ ફરમાન તું જે સર્વ વિદ્વાન અશો અહુરમઝદ છે તેણે મને જાહેર કીધેલું છે. "

( આશતાદ યશ્ત, ફકરો ૪ થો )

તેમ હચાત્ અષિશ્ પોઉરૂશ ખાથ્ર રાઇતિ.
અષવ ક્ષ્નવઇત્યાઇ મષ્યાઇ.

"જે શખ્સ (પોતાની) સખાવતથી અશો જરથોસ્તીને ખુશી કરે છે, તેની પુઠે પુરતાં સુખ સાથની પ્રમાણીક દોલત જાય છે."

---

મારા ભલા હમદીન ભાઈઓ! મઝદયસ્ની દીનનો ખરો દયાલુ દાતાર એકલો તે અશો દાદાર અહુરમઝદ છે; જેની નેક બખશેશોની સમજ અને દાનાઇની અમુલ્ય સખાવત આપણુ આદમી-

ઓને આપણો નેક પેગમબર જરથોશ્ત કરી ગયો છે. પોતાની દીન પાલનારાઓને માટે ઉશ્તવત ગાથાના તેના પોતાના નેક સખુનોમાં તે અશો પેગમબરે ફરમાન આપ્યું છે કે, જે શખ્સ તેની પુઠે ચાલી મજદયસ્ની ધરમને લગતાં સખાવતના કામો, કાંઇબી આપ સ્વાર્થ વગર યાને જાનફેશાનીથી કરશે, તે પાક પરવરદેગારના આશીર્વાદ પામેલો થશે, અને હમેશગીના બહેસ્તના સુખનો નેક બદલો તે ખચ્ચીત હાંસલ કરશે; યાને આ ગેતીને લગતા તેના ખજાનામાંથી ખરી સખાવતના કામમાં જે દોલત તે બખશેશ કરશે, તેનો બદલો અહુરમઝદના ખજાનામાંથી તેને પુરતો મલશે. બીજા અવસ્તાના ફકરા ઉપરથી આપણો એતેકાદ એવો છે કે જો પ્રમાણીક દોલત સુખ સાથે વધારવી હોય તો પોતાની તે દોલતનો હીસ્સો નેક અને અશો જરથોસ્તીઓને સખાવત તરીકે આપણે બખશવો જોઇએ. ટુંકમાં ઉશ્તવત ગાથાના જરથોશ્તના બોલોમાં બોલ્યે તો, પોતાની દીનને સારૂ અને હમદીનોનાં ભલાને સારૂ તન, મન, અને ધનની કીધેલી આ દુનીયાની સખાવત અહુરમઝદના ખજાનાની તીજોરીમાં પોતાની નેકીનું નાણું એકઠું કરવા જેવું નેક કામ છે, જે પેલી મીનોઇ જેહાંનમાં તેના વ્યાજ (વખ્શ) સાથે તે સખી જરથોશ્તીઓને મલવાની જરથોશ્તી દીન ઉમેદ આપે છે.

ભલા મજદયસ્નાનો! સખાવત કરવી એ તો તમારો જાણીતો ખવાસ છે, વાસ્તે એ સદગુણ વિશે હાલ તમોને શિખવવાની કાંઇ જરૂર નથી. પણ ઉપલા અવસ્તાના ફકરા ઉપરથી જરથોશ્તી દીનના કાનુન પ્રમાણે તપાસતાં તમારી કેટલીક સખાવતો અશો દાદારની નજરમાં હમેશગીના બદલાને લાયકની ગણાતી નથી, તે વિશે તમો સખી જીગરના હમદીનોનું ધ્યાન ખેંચવાની જરૂર છે. પોતાના કોઈ એક દોસ્ત અથવા દોસ્તોની મુરવવતને ખાતર, યા સખી તરીકે જાણીતા થવાના માત્ર હેતુથી, જે જાહેરમાં સખાવત થાય છે, તે સખાવત જરથોશ્તી સવાબ તરીકે અશો જરથોશ્તે ગણેલી નથી. પોતાના કાંઇ પણ સવાર્થ કે લાભ વગર

તમારી પ્રમાણીક દોલતમાંથી, ઉપર કહયું તેમ તમારાં ખરા જીગરની ઇચ્છાથી અને દીનદાર લાગણીથી, જે સખાવત આ જીંદગીમાં તમો કરોછો તેટલોજ સવાબ તમારી સાથે આવશે, એજ જરથોશ્તી ફરમાન આપણને હમેશાં યાદ રાખવું જોઇયે. તે ઉપરથી તમો ભલા જરથોસ્તીઓ જોશો કે ગરીબીનાં પ્રેમાણીક ઉદયોગને કોઇબી જાતની સખાવતથી ઘટાડવો એ સવાબને બદલે પાપ કરવા બરાબર છે; તેમજ આપણા ટોલામાં તડાં પડે, મીનાકેસો થાય, યા અધર્મીપણું ફેલાય, એવાં કામને ઉતેજન આપનારી સખાવત ગુનાહ ભરેલી ઠરે છે. ઉશ્તવત ગાથાના ઉપર ટાંકેલા ફકરા પ્રમાણે અંતઃકરણની ઇચ્છાથી તેમજ જરથોશ્તી દીનના કાયદા પ્રમાણે દરેક સખાવત તપાસીને કરવી જોઇયે, કારણ કે આપણી નિર્દોષ ભલી ઇચ્છા છતાં જો કોઇ સખાવતથી આપણી દીનવાલાઓના યકીનને નુકસાન થાય, અને ખરો ફાયદો થવાને બદલે નુકસાન થાય તો તેવી સખાવતથી સવાબ હાંસલ થવાને બદલે બદી યા ગુનાહ શરૂ થાય છે. જે કોઇબી મંડળી કે પંથ જરથોશ્તી મજહબને બીજા મજહબોના જેવો એકસરખો દરજ્જો આપે છે, અથવા જે મંડળી કે પંથ જરથોશ્તી મજહબના મુલ ફરમાનથી ઉલટો વીચાર ટેકવવાની કોશેશ કરી જરથોશ્તી જવાનોને ભમાવે છે તેવાને, દાખલા તરીકે "થીયોસોફી" જેવા પંથને, મદદ કરવા સારૂ સખાવત કરવી એ હું જરથોશ્તી ફરમાન પ્રમાણે ઘણું ગુનાહ ભરેલું કામ સમજું છું અને તેવી મંડળીઓથી દુર રહેવાને મારા જરથોશ્તી ભાઇઓને હું એલતેમાસ કરૂં છું. કારણકે જરથોશ્તી દીન સર્વોતમ છે એવો એકરાર જે આપણે દીનમાં દાખલ થતાં કીધેલો છે તેને આપણી જીંદગીમાં જાનફેશાનીથી ખરો પાડવો, એવી આપણી ફરજ છે.

હવે આદમીની પેદાયશમાં ત્રણ તરેહની સખાવત મુખ્ય હોય છે. એક લાચાર આદમીઓના દુઃખ દરદોનું નિવારણ થાય એવાં કામને માટેની સખાવત; બીજી, તેઓના મનની ખીલવણી યા કેળવણીના વધારાને માટેની સખાવત; અને ત્રીજી તથા મુખ્ય

જે ધર્મીપણું વધારનારી સખાવત, તે આદમીરોના રવાન યા આત્માને દીનને લગતા એલમની મારફતે પાપ ર બદીથી દુર કરવાને સારૂ કીધેલી સખાવત છે. આ ત્રણ જાતની સખાવતમાં છેલી સખાવત સર્વેથી ઉત્તમ છે, કારણ કે આ તનની કાયાનો નાશ થયા પછી જે હમેશગી ભોગવનારી ચીજ છે તે રવાન છે, જે તેના આ દુન્યાના કામો સારૂ પોતાના કિર્તારને પેલી દુન્યામાં જવાબદાર છે. તેથી જવાબદાર રવાનને મુક્ત રાખવા સારૂ જરથોશ્તી દીનની મુખ્ય કેળવણી આપવી ઘણી ઉપયોગી છે, અને તે માટેની સખાવત આદમીના બાબમાં એટલા વાસ્તે સર્વેથી જરૂરની તથા ઉત્તમ ગણાય છે. આપણા સખી દાતાર જરથોશ્તીઓએ તન અને મનની રાહત, ખીલવણી તથા કેળવણીને સારૂ કોઈબી ન્યાત જાતનો ફરક રાખ્યા વગર હાસ્પીટલ, કસરતશાળા, નિશાળો, કેતાબખાના, અને રહેઠાણોમાં પોતાની દોલતનો આફરીન કરવા જોગ મોટો હીસ્સો આપેલો છે, અને તે બીના આપણ જરથોશ્તીઓને મગરૂર થવા જોગ છે. તોપણ જરથોશ્તી દીનની ખીલવણી અને જાળવણી, તથા ફેલાવાને માટે એવાજ સખી દોલતમંદોથી જે નજીવો હીસ્સો પુરો પાડવામાં આવે છે, તે હું દલગીરી સાથે જણાવું છું કે આપણી સખી કોમને શરમીંદગીમાં નાખનારો છે. પારકાં રાજ અને ધરમવાળાઓએ આપણા પાક અવસ્તાનાં પવિત્ર લખાણોને દુન્યામાં પ્રસિદ્ધ કરવા ઉપર ગયાં દસ વરસના અરસામાં નજદીક પોણો લાખની સખાવત કીધી છે. ડાકટર ગેલ્ડનરવાળા અવસ્તાના ટેક્ષ્ટના ગ્રંથને આસરો આપવા સારૂ મહારાણીની સરકારે તેમજ આસ્ત્રીયાની સરકારે મલી નજદીક રૂ. ૧૫૦૦૦ ની રકમ કહાડી આપી છે. વળી અવસ્તાનો તરજુમો કરાવવા ફ્રેંચ સરકારે આસરે રૂ. ૩૦,૦૦૦ નો મોટો આશરો મરનાર પ્રોફેસર ડારમેસ્ટેટરને આપ્યો છે; અને ઑક્ષફર્ડ યુનીવરસીટીએ અવસ્તાના ઇંગ્રેજી તરજુમા પાછળ રૂ. ૨૦,૦૦૦ જેટલી નાદર સખાવત કીધી છે. આ સઘળું શું દેખાડે છે? કાંઇજ નહીં, પણ પારકા ખ્રિસ્તી ધર્મવાળા મહાપંડીતો આપણી દીનના આ મહાભારત અને

મહાપુન્યકાર પવિત્ર અવસ્તાના ગ્રંથને દુન્યાના ધર્મોના વખણાયેલાં સાહિત્યમાં ઘણો અગત્યનો અને અભ્યાસ કરવા જોગ ધર્મ માને છે. પોતાની ધર્મ પોઠી "બાઇબલ" ની સમજ અવસ્તાના પુસ્તકમાંથી ખુલ્લી રીતે મળે છે, એવાં સાધારણ તેઓનાં અનુમાન ઉપરથી તેઓમાંના કેટલાક ખ્રિસ્તી પાદરીઓ અવસ્તાના અભ્યાસમાં માન ભરેલા શોખ સાથે વરસો થયાં ગુંતાયા છે, જેઓને તેઓને લગતાં ખાતાંઓ તરફથી સઘળાં સાધનોની મદદ જેટલી જોઈએ તેટલી છે. જ્યારે એવી મદદ આપણી જરથોશ્તી દીનના પુસ્તકોને પારકા ધર્મ વાળાઓ તરફથી મળે છે, ત્યારે ખુદ જરથોશ્તી ટોળામાંજ આપણી દીનના પવિત્ર વિચારોનો અને લખાણોનો ફેલાવો કરવા સારૂ જરથોશ્તીઓ તરફથી શું ઉપાયો લેવામાં આવ્યા છે ? આપણી દીનનાં અસલ ગ્રંથની સંપુર્ણ આવૃતિ આપણે કેટલી બાહેર પાડી છે ? નેક હમદીનો ! સખાવતના સદગુણને સારૂ દુન્યામાં આશકારા થયેલી આપણી પારસી કોમ પોતાના નામીચા બાપીકા ધર્મ સારૂ કેટલી બખીલ અને બેદરકાર છે, તે આ ઉપરથી જોવાનું છે. અહુરમઝદ તરફની સર્વથી ઉત્તમ બક્ષેશ, સર્વથી ઉત્તમ મજદયસ્ની દીન, તેને સાચવવાની કદર આપણામાં ઘણી કમ થતી માલમ પડે છે.

આપણે આપણું પોતાનું પુરતી રીતે જાલવતા નથી. આપણે પોતાનાજ ઘરમાં ખરેખર સખી નથી. જે નેકીના ખાવંદને લગતું કામ તે તરફ આપણી સખી લાગનીનો ઝરો નિર્મલ વહેતો નથી. તનની તનદરોસ્તીને સારૂ સખાવત કરો, મનની કેલવણીને સારૂ સખાવત કરો, તે બરાબર છે; પણ યાદ રાખવું કે આ તન અને મન આ ગેતીની દુનયાનેજ માટેના છે. જીંદગી ખતમ થયા પછી જે પેલી જેહાંનમાં આપણી સાથે આવનાર છે તે ફકત રવાન છે. આ દુન્યાની નેક અને બદ મનશની, ગવશની, અને કુનશનીથી રવાનને નેક કે બુરો બદલો મળે છે; વાસ્તે જરથોશ્તીપણું કે દીનદારીપણું સાચવવાની મકસદથી અને રવાનના ફાયદા માટેજ કીધેલી સખાવત આદમીને જેમ અહીં તેમ પેલી જેહાંનમાં મદદ કરનારી છે.

જરથોશ્તી શેહેનશાહુતની પડતી પછી જો કોઇબી મોતેબર સબબ પારસીઓની જાહોજલાલી અને કીર્તી દુન્યામાં સાચવનારો હોય તો તે આપણી પવિત્ર જરથોશ્તી દીન છે. એ દીન સઘળા પાછલા ધર્મોનું મુલ છે, અને આપણો અશો જરથોશ્ત સઘળા પેગમબરોનો રાસ્ત પેગમબર થઈ ગયો છે, જેની તરફના અમુલ્ય વારસાને તેટલા વાસ્તે આપણે કેટલી મગરૂરી સાથે સ્વચ્છ હાલતમાં રાખવાની કોશેશ કરવી જોઇયે છે? આપણી હાલની રાજ વગરની હાલતમાં આપણી દીનની મોતેબરી વધારવાના પાયદાર ઉપાય વધારે અને વધારે આપણે લેવા ઘટારત છે. જો નહી લઇયે તો જરથોશ્તી યકીન શકમંદ યા ડામાડોલ કરવાને જુદદીનવાલા મતલબ્યાઓ આપણા ધર્મ ઉપર ફાવે એમાં શક નથી. વાસ્તે આપણા જરથોશ્તી ટોળાના સામાન્ય લાભને ખાતર, યાને જરથોશ્તી ધર્મનાં ભલાંને ખાતર, કાંઇબી નજીવી માંહોમાંહેની તકરારને તર્ક કરી, આપણી કુલ અનજુમન તરફથી ઘણી નાદર સખાવત આપણા ધર્મની કેળવણી માટે થતી રહે એવી ગોઠવણ થવી જોઇયે. જેથી આપણી બરહક ખોદાઇ દીનની ખરી સચ્ચાઈ અને ખુબી દરેક તવંગર કે ગરીબને એવી રીતે સેહેલાઈથી રોશન થાય કે તેઓ પોતાની ધર્મની દાજ વધવાથી પોતાની દીનની અંદર સઘલી ઉમેદ અને અશો અહુરમઝદ ઉપર સઘલો વીશ્વાસ રાખી જરથોશ્તી નામને દુન્યામાં વધારે અને વધારે માન ભરેલું કરવાને કોશેશ કરતા રહે.

આપણા જરથોશ્તી ધર્મીપણામાં આપણે કેટલા પછાત છીયે તેનો ખ્યાલ પારકા ધર્મવાળાઓના પોતાના ધર્મને લગતાં મોટાં ધર્મખાતાંઓ તપાસતાં આપણને સેહલાઈથી આવેછે. ખ્રીસ્તી અને મુસલમાનોમાં દર મહીને હજારો નકલ "બાઇબલ" કે "કોરાન"ની છપાયછે, અને તે એવા નજીવા ભાવે વેચવામાં આવે છે કે એક ગરીબ માણસને તેટલી કીમતે પોતાના ધર્મની કેતાબ ખરીદવાને ઉલટ થાયછે. તેમજ તેવી જુજ કીમતે તેના

ખુલાસાને લગતી ચોપડીઓ જગેજગ અને શહેરે શહેર વેચાયછે. એક ધર્મની ચોપડીની સૅસ્તી કીમત તે ધર્મ પાલનારાઓને એક તારીફ લાયક સગવડ છે, અને તે ધર્મના ફેલાવાનું અગત્યનું સાધન છે. પારકા મજહબવાલાઓ તેવી સસ્તી કીમતનો લાભ લઈ તે ખરીદવાને શક્તિવાન થાય છે, અને તે ધર્મનો અભ્યાસ કરી શકે છે. તેજ પ્રમાણે દરેક જરથોશ્તીના કુટુંબમાં તેના ધર્મની કેતાબ, ખોદાઈ દાનાઇ અને બક્ષેશની નિશાન તરીકે, હોવી જોઇયે. દુન્યામાં તેને માટે તે એકલીજ કેતાબછે જેમાં પેગમબર જરથોશ્તની હસ્તીની પાયદાર સાબેતીઓ છે, જેની મદદથી દરેક જરથોશ્તી ખોદાસાથનો પોતાનો સંબંધ અને આદમીને આ ગેતીની દુન્યામાં મોકલવાની તેની ભલી નેમ સેહલાઈથી સમજી શકેછે. એટલી મોટી અગત્ય છતાં અવસ્તાના અસલ સંપુર્ણ લખાણો એકઠાં કરી તેની એકાદ આવૃતિબી જરથોશ્તી અનજુમને પોતાની દોલત, મહેનત, અને જેહમતથી પ્રસિદ્ધ કરવાની કોશેશ કીધી નથી. ખરૂં છે કે યુરોપના વીદવાનોએ એવી આવૃતિ છપાવીછે, પણ તે એટલી મોઘી કીમતની છે કે દરેક શોખીન વિદ્યાર્થી પોતાની કમ આવકમાંથી તેટલી રકમ ફાજલ પાડી તે વેચાતી લેવાની હીમત કરી નહીં શકે. આપણા ધર્મી દાતારોમાંથી કોઇ એવા સખી નરો નહીં બાહેર પડે કે જેઓ પોતાના પવિત્ર ધર્મની ચોપડીઓ પ્રગટ કરાવી તે પોતાના ગરીબ ભાઇઓમાં વેંહેંચવાની નેકનામી ભરી સખાવતની પેહેલ કરે. જેથી હજારો પારસી કુટુંબોને પોતાની પવિત્ર દીનની સંપુર્ણ કેતાબ એક સખી દાતારની કીમતી ભેટ તરીકે, ખોદાઇ દીનની નિશાન તરીકે, અને પોતાના પેગમબરની યાદદાસ્ત તરીકે, પોતાના કુટુંબમાં રાખવાની જોગવાઈ તેથી મલી શકે. આપણી અવસ્તા ભાષાનું અજ્ઞાનપણું છતાં કોઇને કોઇ કુટુંબમાં અવસ્તાની ચોપડી પોતાની નજર આગલ હોવાથી તેના પવિત્ર કલામ શિખવાની યા શિખવવાની કુદરતી જીજ્ઞાસા ઉત્પન્ન થશે, જે જીજ્ઞાસા ઉતપન કરનારૂં સાધન તે વખતે એક ઉપયોગી સખાવત તરીકે ગણાશે.

આપણી દીનને મદદ કરનારી બીજી સખાવત આપણા પાક અવસ્તાનો તરજુમો અને તેને લગતાં ફરમાનોનો ખોલાસો જરથોશ્તી આલમમાં સસ્તી કીમતે ફેલાવવાસારૂ થવી જોઇયેછે. જેમ યુરોપની પાઠશાળાઓ પોતાના ધર્મપુસ્તક "બાઇબલ" નો સત્તા-ભરેલો તરજુમો વારંવાર સંખ્યાબંધ વિદવાનો પાસે કરાવવા પાછલ લખોનો ખરચ કરેછે, તે પ્રમાણે આપણા પાક અવસ્તાના સઘલા લખાણોનો એક તરજુમો, ફકત જબાનશનાસીનેજ આધારે નહી પણ સત્તા ભરેલો અને દીનદારી સાચવનારો, કાબેલ અને ધર્મી વિદવાનોની મારફતે થવો જોઇયે, અને તે આપણા ટોલામા સસ્તી કીમતે યા નામની કીમતે છુટથી ફેલાવવાની ખચ્ચીત જરૂરછે. ઉપરાંત જરથોશ્તી ધર્મસંબંધી દરેક અગત્યની બાબદના બે થી ચાર સફાના "લીફલેટ" યા ચોપાન્યાં આપણા વિદયાર્થીઓ પાસે લખાવી તેની હજારો નકલ નિશાળના છોકરાઓમાં દર શનીવારે વેહચાવવાં જોઇયે, જેથી તે છોકરાઓમાં નહાનપણથી ધર્મની ખુબીની અસર દાખલ થશે, અને એવું જ્ઞાન મેલવવાની તેઓમાં બચપણથી ઉલટ વધ્યા વિના રહેશે નહી.

ત્રીજું, જરથોશ્તી મજહબને લગતા જુદા જુદા દેશોમાં છપાતા રેસાલાઓ અને પુસ્તકોનો એક સંપુર્ણ સંગ્રહ કરવા સારૂ એક બોહોલું પુસ્તકખાંણુ મુસ્તકીમ પાયા ઉપર સ્થાપવા માટે લાયક સખાવત થવી જોઇયે. આપણા દેશી કેતાબખાનાઓને સારૂ આપણા સખીઓ મોટી સખાવતો કરે છે, ત્યાં અંગ્રેજી સાહિત્યના બેશુમાર પુસ્તકો ખરીદવામાં આવે છે; પણ હજી સુધી એવું એક જરથોશ્તી કેતાબખાનુ સ્થાપવામાં આવ્યું નથી કે જેમાં જરથોશ્તી દીનને લગતી આજ સુધી છપાયલી યા લખાયલી સઘલી અગત્યની ચોપડીઓ એકજ ઠેકાણે આપણને મલી શકે.

જરથોશ્તીઓના મુફલેસ કુટુંબોમાં દીનની તરબ્યત લેવાને અને તેને લગતો પુરતો ખોલાસો મેલવવાને આતુર વિદ્યાર્થીઓ ઘણાં છે, જેઓને અવસ્તાના અભ્યાસને લગતી જોઇતી ચોપડીઓ નહી મલી શકયાથી તેઓ પોતાની ઉલટમાં પાર પડી

શકતા નથી. આવાં એક જાહેર કેતાબખાનાનો તેઓ મુફત લાભ મેળવી શકશે તો તેવા વિદ્યાર્થીઓ પોતાના ધર્મી એતેકાદ પ્રમાણે કાંઇ ને કાંઇ આપણા ટોલાંને ફાયદો કરશે.

આવી ધર્મી સખાવતોની શરૂઆત કુલ જેહાનને યાદગાર રહી જનાર અનોશેહરવાંન આપણા પેહેલા બેરોનેટ સાહેબ નામદાર સર જમશેદજીનાં કુટુંબથી થઇ છે. પણ તેને લગતું ફંડ એટલું થોડું છે કે ટોલાની વધુ ધર્મી હાજતો પુરી પાડવા સારૂ તેનાં કરતાં ઘણી વધારે રકમ એકઠી થવી જોઇયે. યુરોપની દરેક યુનિવરસિટીએ પોતાના ધર્મની તરબ્યત આપવા, અને એવી તરબ્યત લીધેલાઓને દીનની કેલવણી આપવાના ધંધામાં કામે લગાડવા, લાખોનાં ફંડોની સ્થાપના તેને લગતા ઇલાકામાં કીધેલી આપણે જોઇયે છીયે. ત્યારે આપણા સખી ગણાતા ટોલાના મજહબની કેલવણી સારૂ ઉભી કીધેલી મદરેસાઓનું ફંડ વરસો થયાં દહોડ લાખથી વધી શકતું નથી. ધર્મ સંબંધી મદરેસાના કેલવાયલા અથોરનાનો કે વિદ્યાર્થીઓ મદરેસા છોડયા પછી પોતાની દીનનો અભ્યાસ ચાલુ રાખી પોતાની કેલવણીના ફલ જરથોશ્તી આલમને ચખાડે તેને સારૂ ઉલટ આપનારા ફંડો વળી ઉભાં થવાં જોઇયે, જે વગર તેઓનો મદરેસામાં કીધેલો દીનનો અભ્યાસ કેટલીક વેલા નકામો થઇ પડે છે, અને બીજા ધંધા રોજગારમાં પડવાથી મેલવેલો અભ્યાસ તેઓ ભૂલી જાય છે.

આપણી જરથોશ્તી નિશાળોમાં ત્યાંનો અભ્યાસ શરૂ કરવા આગમજ, તેમજ તેની સેવટે, પાકદાદારના નામની યાદ આપનારી, અને તેનાથી યારી અને ફતેહ ચાહનારી, ટુંક અવસ્તા બંદગી કરવાની તબેહુથી જરથોશ્તી બચ્ચાંઓ ધર્મી ફાયદા હાંસલ કરશે. વળી આપણા કેટલાક જરથોશ્તી જવાનો સરકારી કાલેજની રૂ. ૧૦ ની ફી આપવાને અશક્ત હોવાથી બાઇબલનો ફરજીયાત અભ્યાસ કરાવનારી મીશનરી કાલેજમાં રૂ. ૬ ની સસ્તી ફી આપવાની લાલચથી દાખલ થઇ બીજા ધર્મનો યાને બાઇબલનો અભ્યાસ કરે છે, તેઓને તેવી કેલવણીથી દુર રાખવાની જરથોશ્તીઓની ફરજ છે, જે માટે એક પારસી કાલેજની સ્થાપણા જરૂર થવી જોઇયે.

જરથોશ્તી ભાઇઓ ! દોલત કરતાં પોતાના જાતી તનની અને મનની બક્ષેશો તમોમાંના ઘણાકો ધરાવો છો, જેની મારફતે તમારી તરફથી જરથોશ્તી મજહબને મદદ કરનારી થોડીક સખાવતો પણ થવાની અગત છે. તમારી પોતાની કેલવણી અને તમારા હાથમાં ખીલતાં રોજીંદાં અને અઠવાડીક પત્રો જરથોશ્તી કોમને મદદ કરવા સારૂ ઘણાં મજબુત હથીયારો છે; તે વાપરી તમો દેખાડો અને અસરકારક રીતે સાબેત કરો કે જેમ અશો જરથોશ્તનું પોતાનું ચુસ્ત મત હતું, તેજ મુજબ તમારૂં પોતાનું મત છે કે અશો અહુરમઝદે આપેલી દીન એ હૈયાત દીનોમાં સર્વથી શ્રેષ્ટ છે, અને તે માણસજાતને પોતાના કીર્તાર તરફ પોહોંચવાનો સર્વેથી સરસ મારગ બતલાવનારી છે.

તામ દએનામ યા હાતામ વહિશ્તા.

અર્થ.

"જે (મઝદયસ્ની) દીન સઘલી હૈયાત દીનોમાં સર્વોતમ છે."

આપણો ખાલેસ મજહબ કહે છે કે અહુરમઝદના ભલા વિચાર (બહમન) અને નેક તરીકા (અષ) પ્રમાણે જરથોશ્તના ફરમાનો જે બજાવશે તેને અહુરમઝદ હમેશગીનો નેક બદલો આપશે. અને જે કોઈ બદ વિચારથી યાને દીનના ફરમાનથી ઉલટો ચાલશે તે સજા પામશે. એ પાક દીનના કાયદા મુજબ જેવું કરશું તેવુંજ પામવાનું છે. કોઇ ગુનાહ અને પાપ કરીને અહુરમઝદના ઇનસાફમાંથી છુટકારો મેલવનાર નથી.

ખરેખર, સખાવતના ઉત્તમ ફરમાનો શિખાડનારો આવો આપણો સખ્ત મજહબ છે, પણ તેથી આપણને દલગીર થવાનું નથી, બલકે તેથી સામું ખુશી થવાનું છે; કારણ કે જેટલી સખ્તી અહીં આ પવિત્ર દીનની સફમાં ઉભા રહી આપણે ખેંચશું તેટલું વધુ સુખ પેલી જેહાનમાં હમેશગી સુધી આપણને મળશે એવી આપણી ઉમેદ છે.

કુદરતના કામમાં આફત વખતે માણુસ જાત કેટલો લાચાર

અને અશકત થઈ પડે છે, તે વિશે ગંભીરાઈથી વિચાર કરી યાદ રાખવું જોઈયે કે આ દુન્યાની સઘળી દોલત અને હશમત થોડા વખતમાં બરબાદ થાય છે, એટલે આ તનની કાયાના મોત પછી તે આપણી સાથે જોડાયલી રહેતી નથી. બધું આ દુન્યામાં છોડી આપણને મીનોઇ રૂહની હાલતમાં રવાને થવું છે, તેથી ભલી સખાવતો, શું દોલતની, જ્ઞાનની, કે વગવસીલાની, જ્યારેબી તક મળે ત્યારે આપણા હમદીનોમાં કરીને આપણા દાદારની હજુરમાં નેકીનો ખજાનો મેળવવાની આપણે તૈયારી કરવી જોઈયે.

ગરીબોની પરવરશી કરવી એ તમારૂં જરથોશ્તી ફરમાન હરરોજ "અહુનવર" ની બંદગીમાં તમો યાદ કરોછો. વાસ્તે હાલના મુંબઇ શેહેરના સંકટમાં પડેલા નાવારેસો કે લાચારો જેઓ તમો સખીદીલના જરથોશ્તીઓ તરફ આતુર દીલથી જોય છે, તેઓના સંકટમાં દીલસોજ રહી તમો બનતી મદદ કરશો એવી મારી અંતઃકરણની ઉમેદ છે. આબી ખરી ધર્મી સખાવત છે, જેનો નેક સવાબ તમોને મળ્યા વના રહેશે નહીં.



## થીઓસોફી ધર્મ જરથોશ્તી ધર્મનાં મુળ ફરમાનોની વીરૂધ જતા વીચારોને ઉત્તેજન આપે છે-તે વિષે અમોએ "મુંબઇ સમાચાર" પત્રમાં રજુ કીધેલો ખોલાસો.

——:o:——

મુંબઈ સમાચારના અધીપતી જોગ,

સાહેબ,-ચાલતા (નવેમબર) માસની તા૦ ૨ જી ના તમારા અંકમાં થીઓસોફી સામેનો મારો પત્ર પ્રગટ થયા પછી મારા સાંભળવામાં આવ્યું છે કે, થીઓસોફી પંથને લગતા કેટલાક પારસીઓ મારી સામે ખફા થયા છે, અને મેં મારી વાજમાં કહેલી બાબદ મેલી દઇને જુદી તકરાર તેઓ કરવા મંડી ગયા છે. થીઓસોફી ધર્મ વીષે હું જે કાંઇ બોલું અથવા લખું તેના સંબંધમાં મારા પારસી ભાઇઓએ આટલી વાત ધ્યાનમાં રા-

ખવી કે, પારસી કોમ અને ધર્મના સંબંધમાં થીઓસોફી ધર્મ કેવો છે તેટલુંજ દેખાડવાની મારી મકસદ છે. થીઓસોફી ધર્મના ફતવા ખરા કે ખોટા છે, તે બીજાઓએ માનવા કે નહીં માનવા, તેની સાથે મારે કામ નથી. સર્વ કોઈ પોતાને ઘટતું દેખાય તે માનવાને અથવા કબુલવાને મુખત્યાર છે. મારે તો એક જરથોશ્તી ધર્મગુરૂ દાખલ જરથોશ્તી દીન તરફની ફરજ અદા કરવાની છે, અને તે હું અદા કરૂં છું. તે એવી રીતે કે, મારી જાણ પ્રમાણે જેમ કેટલાક પારસી જવાનયાઓ જરથોશ્તી દીનની બુલંદી તથા બુજોરગીને પીછાણયા અથવા સમજયા વગર ભવીષ્યનું સુખ થીઓસોફીમાંથી મળશે એવા ખયાલથી તે ધર્મમાં દાખલ થયા છે, તેમ મારા બીજા ભાઈઓ કરે નહીં તે માટે તેમને હું વખતસર ચેતવણી આપું છું. મેં માથે લીધેલી આ ફરજ સાદી છે. સુદરેહ કુસ્તી બાંધનાર અને જરથોશ્તી દીન ઉપર એતેકાદ રાખનાર દરેકને ચેતાવવાની મારી ફરજ હું સમજું છું કે, થીઓસોફી ધર્મ જે મુળ નીયમ ઉપર રચાયલો છે તે જરથોશ્તી ધર્મને હીણું લગાડનારો છે; કેમકે તેનો મુળ નીયમ એવો છે કે તે એકલોજ સંપુર્ણ સચ્ચાઈ ધરાવે છે, અને બાકીના સઘળા ધર્મો, જરથોશ્તી તેમજ બીજા, કેટલેક દરજજે ભરૂસો રાખવા જોગ નથી. જે ધરમ એવા નીયમ ઉપર રચવામાં આવ્યો હોય તેમાં જરથોશ્તી દીનની બાતેનની ખુબી શોધવા જવું અથવા તેને સીધો કે આડકતરો ટેકો આપવો, કોઇ પણ જરથોશ્તીના સંબંધમાં માત્ર ગુનાહભરેલુંજ નહી પણ દીનદુશમનીનું કામ હું સમજું છું. થીઓસોફી ધર્મમાંથી જે કાંઇ મેળવી શકાય તે કરતાં ઘણું વધારે ખરૂં તથા ઉપયોગી જ્ઞાન અને સુખ મેળવવાનું સાધન જરથોશ્તી દીન તેમને પુરૂં પાડશે. ત્યારે તેવા ધર્મનો અભ્યાસ કરયા વગર જ્ઞાન અને સુખ મેળવવાનાં સાધન થીઓસોફીમાંથી મેળવવાને તે ધર્મમાં તેઓએ દાખલ થવું અથવા તેને તેઓએ ટેકો આપવો, ગોયા પેગમબર જરથોશ્તને અને જરથોશ્તી ધર્મને અપમાન કરવા બરાબર છે. પણ એટલું છતાં જે પારસીઓ એવી બોંહોસ લે છે કે જરથોશ્તી

ધર્મમાંથી એવાં જ્ઞાન કે સુખનું સાધન મળવાનું નથી, થીઓ-સોફીમાંજ તે મળી શકશે, તેમને માટે હું કહીશ કે તેઓ જરથોસ્તી નથી. જેઓ જરથોસ્તી ધર્મને એટલો અધુરો અથવા કાચો ગણે તેઓ જરથોશ્તી કહેવાયજ નહીં, અને પારસી તરીકે ગણાવાનો હક તેઓ ધરાવતા નથી. મારી તકરાર એજ છે કે આપણીજ દીન સર્વથી બુજોરગ અને બરહક છે, એવો એકરાર કરવાને દરેક જરથોશ્તી બંધાયલો છે, અને તેવા એકરાર પછી થીઓસોફીનો જે મુળ નીયમ ઉપર મેં જણાવયો છે તે જોતાં, તેનાથી જરથોશ્તી તેમજ થીઓસોફી એ બે ધર્મમાં શામેલ રહી શકાય નહી.

પણ હું જોઉં છું કે થીઓસોફી ધર્મમાં દાખલ થયલા પારસીઓમાંના એક આગેવાને ગયે વરસે તમારાં પત્રમાં થીઓ-સોફી વીષે તકરાર ચલાવવામાં આવતાં એવો બચાવ કરવાની તજવીજ કરી હતી કે થીઓસોફી કાંઈ એક ધમ અથવા પંથ નથી. તેવણે જણાવ્યું હતું કે, "થીઓસોફીકલ સોસાયટીને એક પંથ તરીકે જણાવવામાં આવે છે એ પણ ભુલાવો ખવાડનારૂં છે, કારણકે મંડળીનાં બંધનથી તે વાત કદીબી પુરવાર થઈ શકશે નહી." એવોજ બચાવ "યુનીવરસીટીની ચહડતી ડીગ્રી ધરાવ-નાર" કેહેવાતા એક થીઓસોફીસ્ત તરફથી હમણાં મારી તકરાર સામે લાવવામાં આવ્યો છે. તે થીઓસોફીસ્તે એવી ભમાવનારી વાત કરી છે કે "થીઓસોફીકલ સોસાયટી કોઈ પણ પંથ વગ-રની છે, અને તે મધે દાખલ થવા સારૂ કોઈ પણ રીતનું મત અથવા ધર્મનો એકરાર કરવામાં આવતો નથી." વળી સામાન્ય રીતે થીઓસોફીસ્તોને એવો બચાવ કરતાં મેં સાંભળયા છે કે, તે-મની મુળ મતલબ ભાઇબંધી વધારવાની છે. હું કહું છું કે એ તો ભોળાઓને ખોટે રસ્તે લઈ જવાની અને કાંઈ મંત્ર દેખાડી તે-ઓની આંખ આંજી નાખવાની એક યુક્તી માત્ર છે. ભાઈબંધી શું જરથોશ્તી દીનમાં રહયાથી નહીં વધારી શકાતી? ભાઈબંધી વધારવા માટે જેટલું જરથોશ્તી ધર્મ શીખવે છે તે કરતાં વધારે બીજો કોઇ ધર્મ શીખવતો નથી. ખરી વાત તો એ છે કે હીંયાં

ભાઇબંધીની નેમ એક નવો ધર્મ ઉભો કરવાની છે. થીઓસોફીસ્તોના પેગમબરના ગ્રંથના જે ફકરા વીષે મેં ઉપર ઇશારો કરયો છે, તેમાં સાફ જણાવ્યું છે કે " None of them (viz. the existing religions) has the whole truth." યાને તેઓ (એટલે હઇયાતે ધર્મો) માંના કોઇમાં પણ સંપુરણ સચ્ચાઇ નથી. " That the complete truth can be found only in the combined views of all, after that which is false in each of them has been sifted out," યાને સઘળા ધર્મોનાં મત, તે દરેકમાં જે જુઠું છે તે સાફ કરયા પછી, સાથે મેળવ્યાથીજ સંપુર્ણ સચ્ચાઇ મેળવી શકાય; અને "Theosophy is the essence of all religions and of the absolute truth, a drop of which only underlies every creed," યાને ઉપર કહ્યા મુજબ દરેક ધર્મમાં જે જુઠું છે તે સાફ કરયા પછી તેમનાં મત સાથે મેળવીને થીઓસોફી ધર્મ તૈયાર કરેલોછે; થીઓસોફી ધર્મ સઘળા ધર્મો તથા સંપુર્ણ સચ્ચાઇનોજ અરક છે, કે જે સચ્ચાઇનો એક કતરો માત્ર દરેક ધર્મ ધરાવે છે; અને તેમ કરયે, એટલે બધા ધર્મોને ચાલી કાહાડી ઉભો કીધેલો થીઓસોફી ધર્મ સ્વીકારયે, તોજ "The true brotherhood in religion will be established" ધર્મની બાબદમાં ખરી ભાઇબંધી મુસ્તકીમ થશે, એટલે સઘળાઓ એકજ મજહબના ભાઇઓ કહેવાશે. થીઓસોફી પંથના પેગમબરોની નેમ ભાઇબંધી કરાવવાની છે, તે ખરૂં છે; પણ તે શાની? ધર્મ સંબંધી એક નવો મજહબ ઉભો કરવાની અને તેવા ધર્મનાં તરીકે ગણાવાની ભાઇબંધી. થીઓસોફી ધર્મના સ્થાપક મરનાર મેડમ બ્લાવાતસ્કીના, તેણીના જણાવ્યા પ્રમાણે, "મહાત્માઓ તરફથી તેણીને મળેલા હુકમ પ્રમાણે રચેલા" ગ્રંથમાં આ પ્રમાણે જણાવયું છે, અને તે ધર્મનો મુળ હેતુ આ છે. પણ આગળ મેં જણાવયું છે તેમ એ હેતુ જરથોશ્તી દીનને હીણું લગાડનારો છે, તેમજ તે તેને અધુરો અને તેટલા માટે કામનો નહીં એવા સાર પર લઇ જનારો છે. આપણા મઝદયસ્ની મજહબને અશો જરથોશ્ત સર્વથી ઉત્તમ ગણે છે, અને ખરેખર એ મજહબ સર્વોત્તમ સચ્ચાઇ

ધરાવે છે; તેમજ તે કોઇ પણ બીજા ધર્મ સાથે ભેળાવા માગતો નથી. એમ છતાં જે પારસીઓ થીઓસોફી ધર્મમાં શામેલ થાય, તેઓ પોતાને જરથોશ્તી પણ કહેવાડવા માગે તે બની શકેજ નહીં. મારા જરથોશ્તી ભાઇઓએ એ બીના ઉપર ઘણી સંભાળથી ધયાન પોંહોંચાડવાનું છે; અને થીઓસોફી કાંઇ ધર્મ અથવા પંથ નથી એવી ભમાવનારી વાતો કરનારાઓ ઊપર તેઓએ બીલકુલ ઇતબાર મેલવો નહીં. થીઓસોફીમાં શામેલ થયલા કાબેલ ગણાતા અને કાલેજમાં ભણેલા કહેવાતા કોઈ કોઇ પારસીઓ એ વાત સમજી શકયા નથી, ત્યારે બીજા ઓછા ભણેલા અને ઓછી સમજ ધરાવનારાઓ તે સમજી શકે નહીં અને ખોટે રસ્તે દોરવાય તેમાં અજબ થવાનું નથી, તે મારા જરથોશ્તી ભાઇઓ સમજી શકશે.

જેઓએ થીઓસોફીને લગતા જાણીતા મુખ્ય ગ્રંથો, જે મેડમ બ્લાવાતસ્કી અને બીજાઓએ શરૂઆતમાં બાહેર પાડયા છે, તે વાંચયા હશે તેઓ કાંઇબી શક વગર કહેશે કે આ પંથની એક મુખય નેમ અવતાર યા પુનર જન્મ (Reincarnation) અને સંન્યાસીપણુ (Asceticism) ના જુદદ્દીન કાનુનોને મજબુત યકીનથી ટેકવવાની છે. થીઓસોફી ધર્મના પેગમબરનાં ઉપર જણાવેલાં પુસ્તકમાં જણાવયું છે કે,

"It is only through these births (Reincarnations) that the perpetual progress of the countless millions of Egos towards final perfection and a final rest as long as was the period of activity, can be achieved."

એ જન્મો (એટલે પુનર જન્મો)ની મારફતેજ સેવટની સંપુર્ણ સ્થીતીએ પોંહોંચવાને અને જેટલી મુદત કામકાજમાં ગુજારી એટલી મુદત સેવટની આસાયશમાં કાહાડવાને બની શકે એવો સુધારો અસંખ્ય અને કરોડો આતમાઓ કરયા જાય છે.

થીઓસોફી ધર્મ એ પ્રમાણે પુનર જન્મને ઘણો અગતનો સમજે છે, અને વળી તે શીખવે છે કે, કેટલાક પુનર જન્મો

પછી માણુસ ચોકસ મુદત સુધીજ શાંત જીંદગી ભોગવશે; અને તે પછી તે પાછો હમણુંના સરખી સ્થીતીમાં મેલાશે, અને ફરીથી તેણે પુનર જન્મ લેવો પડશે. વળી આગળ ચાલતાં થીઓસોફી ધર્મના પેગમબરના રચેલા ગ્રંથમાં સંન્યાસીપણા જેવા નીયમને ટેકવવા લખ્યું છે કે, માણુસ પરણે તો તેનાથી ઇશ્વરને પોંહોંચાય નહીં. તેમાં ફતવો એવો આપયો છે કે:—

"Can a man serve two masters? No! Then it is equally impossible for him to divide his attention between the pursuit of occultism and a wife."

એક માણુસ બે શેઠોની નોકરી કરી શકે? નહીંજ! ત્યારે ઇશ્વરને પોંહોંચવાની ગુપ્ત વીદ્યા અને પોતાની બાયડી એ બે વચ્ચે પોતાનું ધયાન રોકવું માણુસને માટે એક સરખું અશક્ય કામ છે.

આ બંને ફતવાઓની સામે જરથોશ્તી દીન રીસ્તાખેઝ સુધીમાં માણુસનાં એકજ આ દુનયાના જન્મનું માઝદયસ્ની ફરમાન જાહેર કરે છે, અને તે એકજ જીંદગીમાં કીધેલાં કરતુકમો બદલો દરેક આદમી "તને પસીન" ના વખત સુધી બેહુશ્ત કે દોજખમાં ભોગવશે, એવો ખોદાઇ હોકમ તેમાં આપણુને આપેલો છે. વળી દરેક જરથોશ્તીને માથે જરથોશ્તી ધર્મે પરણવાની ફરજ મેલી છે, અને સંન્યાસીની માફક કુંવારી જીંદગી ગુજારવાનાં કામને તે ધીક્કારી કાહાડે છે. તેમાં સાફ જણાવયું છે કે, પરણેલો માણુસ કુંવારા માણુસ કરતાં વધારે ચહડયાતો છે. વાસ્તે જે જરથોશ્તી ભાઇઓ વગર સમજે એ નવા ધર્મમાં જોડાયા છે તેમને હું ભલામણ કરૂં છું કે, તેઓએ પતેત કરી પશેમાન થઇને જરથોશ્તી યકીનને શકમંદ કરનારા આ થીઓસોફી પંથમાંથી પાછા ફરવું.

જરથોશ્તી ધર્મની સામેના જે બીજા ધર્મો પારસીઓને વટલાવીને પોતાની અંદર રાખવાની અને જરથોશ્તી ધર્મ સામે ખુલ્લી રીતે હરીફાઇ કરવાની કોશેશ કરે છે, તેમને આ થીઓસોફી

ધર્મ સાથે સરખાવતાં ઓછા નુકસાનકારક હું સમજુ છું; કેમકે તેમનાથી સાવચેત રહેવાને આપણને બને છે. થીઓસોફી ધર્મ વધારે નુકશાનકારક છે કેમકે તે તેમાં શામેલ થનારાઓને પોતાની અંદર, તેમજ તેમના અસલ ધર્મમાં પણ, શામેલ રહેવા દે છે; અને તેથી પરીણામ એવું આવવું જોઇયે કે થીઓસોફીના બુરા પૂતવાઓની અસર ધીમે ધીમે પેલાઓ પોતાના અસલ ધર્મવાળાઓ વચે તરેહવાર રીતે ફેલાવા લાગે. સેવટે દરેક જરથોસ્તી માબાપને, ઉમરે પોંહોંચેલા બુજોરગોને અને વાલીઓને તેટલા માટે હું અરજ કરૂં છું કે, તેઓએ પોતાનાં બચ્ચાંઓને તથા પોતાની સંભાળ હેઠળ મેલાયલાંઓને, તેમજ પોતાના લાગતાવલગતાઓને માટે સંભાળ રાખવી કે તેઓ એ નવા ધર્મમાં દાખલ થાય નહીં; જેઓ તેમાં દાખલ થયા હોય તેમને સમજાવીને તેમાંથી બાહાર કાહાડવા, તથા પોતાના લાગતા વલગતા સર્વને એવી સમજ આપવાની ગોઠવણ કરવી, કે જેથી એ નવા ધર્મમાં દાખલ થવામાં કેવું નુકસાન છે તે તેઓ જોવા લાગે.

આ લંબાણ પત્ર ખતમ કરવા આગમચ, થીઓસોફી ધર્મમાં શામેલ થયલા પારસીઓ તરફથી કરવામાં આવતી એક બેહુદી માગણી વીષે બે બોલ બોલવાની રજા હું માગું છું. તેઓ જણાવે છે કે, થીઓસોફી ધર્મવાળાઓનાં મકાનમાં જઇ જરથોસ્તી ધર્મ તેમને મારે સમજાવવો, તથા તે ધર્મવાળાઓને ખરચે જરથોશ્તી ધર્મને લગતાં લખાણો વગેરે કરવા, મારે તઇયાર થવું. પણ હું કહું છું કે, એક જરથોસ્તી ધર્મગુરૂ તરીકે મારા જરથોશ્તી ભાઇઓનેજ બોધ કરવાનું મારૂં કામ છે, જે માટે જરથોશ્તી પાક કેબલાને લગતું મુખય મકાન હું વધારે લાયક ધારૂં છું. જે પંથવાલાઓ મોતેબર જરથોશ્તી ફરમાનો સામે વીચારો ધરાવતા હોય, અને જેઓ પોતાના ધર્મ પુસ્તકમાં મારા મજહબને ખોટો દેખાડવાની કોશેશ કરતા હોય તેઓનાં મંડળ સાથે હું ભેળાવા માગતો નથી; કેમકે મારા પોતાના મજહબને ઘણોજ બુલંદ તેમજ સર્વ વીદ્વાન અશો અહુરમઝદની નેક સચાઇ પુરી પાડનારો અને માજદયસ્ની ભાઈબંધી વધારવા માટે

સંપુરણ રીતે લાયક હું સમજું છું. અને હું માનું છું કે તેજ પ્રમાણે મારા સઘળા જરથોસ્તી ભાઇઓ તેને ગણીને ચાલે છે. મારી અદના શક્તી પ્રમાણે મારે જે બોધ કરવાનો છે તે મારા જરથોસ્તી ભાઇઓનેજ છે, અને તેમના તરફજ મારે ફરજ અદા કરવાની છે.વળી દીનદાર અને દોલતમંદ જરથોસ્તીઓ ઘણા છે, તેથી થીઓસોફી પંથની કોઇબી બક્ષેશ કબુલ રાખવાને હું ઉપકાર સાથે ના પાડું છું.

લા૦ દુઆગો સેવક.

**દારાબ દસ્તુર પેશોતનજી સંજાણા.**

તા૦ ૮ મી નવેમબર, ૧૮૯૬.